વંદેમાતરમં

જય સ્વદેશ • જય સ્વરાજ

# અમારો દેશ


રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.

ગુજરાત સાહિત્ય મંદિરના વ્યવસ્થાપક

કેશવલાલ ગોકળદાસ શાહ મુ. ભરૂચ.

ઠે. ફતેપોર બજાર.



સં. ૧૯૭૯ સને ૧૯૨૩

આવૃત્તિ ૧ લી પ્રત ૩૦૦૦.

શ્રી જૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. વાડીલાલ નાથા-ભાઈએ છાપ્યું. રીચીરોડ પુલનીચે—અમદાવાદ. નં. ૧૧૬

કીમત એક પૈસો

# બે બોલ.

આજે પરમાત્માની કૃપાથી પૈસા સીરિઝ બીજી નીકળે છે તેનું માન તમને છે કારણ કે હમારા હકો નામની પહેલી સીરીજ ખરીદીને તમે મને મદદ ન કરી હોત તો આજે મારામાં હીંમત નો તી કે આપની આગળથી અમારો દેશ એ નામની આ બીજી સીરીઝ હું બહાર પાડી શકું મને આશા છે કે આપ મારા કામમાં મદદ કરશોજ મદદ કરવાના બે રસ્તા છે એક તો જો આપ વેહેપારી હો તો આપની જાહેર ખબર મોકલીને મદદ કરી શકો છો અને આપ ઉપદેશકનું કામ કરતા હો તો આપ ઉપદેશમાં પણ મારી જાહેર ખબર ફેલાવી શકો છો મારા કામમાં મદદ કરનાર વડીલશ્રી મોહનલાલ જેચંદ તેમજ મારી સાથે રહીને કામ કરનાર ભાઇશ્રી આત્મારામ નારણદાસ તેમજ ભરૂચમાં પંકાયેલ પેઇન્ટર સ્વદેશ ભક્ત નસરૂદ્દીન ઇલમુદીન કાજી અને તેમની સાથે રહીને કામ કરનાર વડીલભાઇશ્રી અચરતલાલ મુલચંદ પેઇન્ટરનો પણ આભાર માનવાની જરૂર જોઉં છું અને પ્રુફ સુધારવા તેમજ બીજા કામમા મદદ કરનાર પુજ્ય મુરબ્બી વડીલ ભાઇશ્રી કરસનદાસ ગોકળદાસને કેમ ભુલી જવાય તેમનો પણ આભાર માનું છું પરમાત્મા સર્વનું ભલુ કરો.

લી૦ આપનો સેવક.

**ગુજરાત સાહીત્ય મંદિર.**

તા૦ ૬—૫—૨૩ ઠે. કતોપોર બજાર—ભરૂચ.



# અમારો દેશ હિંદુસ્તાન.

## ગઝલ ૧ લી.

અમારો દેશ હિંદુસ્તાન, અમારો દેશ હિંદુસ્નાન,
થશો એકઠા તમે જ્યારે અમારો દેશ હિંદુસ્તાન;
અમાર દેશના માટે અમે તો પ્રાણ આપીશું,
સદાઇ સત્યની લડશું અમારો દેશ હિંદુસ્તાન
નથી પરવા તમારી કાંઇ તમે તો દેશના રાજા
અમારૂં હીત સાચવનાર અમારો દેશ હિંદુસ્તાન
તમે અમ દેશમા આવી કર્યાં કરો બહુ ભારી
છતાં કાંઇ લાજ ન આવી અમાગો દેશ હિંદુસ્તાન
ગુલામો ગુલામી છોડો સ્વતંત્રતા લેવા દોડો
અમારો દેશ છે બોલો અમારો દેશ હિંદુસ્તાન
અરે હિંદુ મુસલમાનો અગર હો પારસી જૈનો
તમે શું કાંઇ નહી બોલો અમારો દેશ હિંદુસ્તાન
બોલોને એક તો વારે અમારો દેશ હિંદુસ્તાન
તમારૂં જો ભલુ ચાહો અમારી વાત માનીને
અમારો દેશ તો છોડો અમારો દેશ હિંદુસ્તાન
કહે છે કે. જી. શાહ આજે તમારા હીતના માટે
બોલોને એક તો સાથે અમારો દેશ હિંદુસ્તા

—✻—

# સ્વરાજ લેવું સ્હેલ છે.
## ગીત ૨ જું.

કેવાનું તો સારૂં તમને કેમ લાગે નઠારૂં, મારા ભાઇયો સ્વરાજ
લેવું સહેલ છે.

શરમને તો લાવો વિદેશી કપડા કાઢો. મારા ભાઇયો
વખત તો વહી જાશે પસ્તાવો પાછળ થાશે. મારા ભાઇયો.
લાલ કદી ન થાશો હોટલમાં ન જાશો. મારા ભાઇયો.
લખાણુ અમારૂ સાચુ તમને કેમ લાગે કાચુ. મારા ભાઇયો.
ગોખી રાખો મંત્ર રેંટીયાથી સ્વતંત્ર. મારા ભાઇયો.
કરવાનું કામ પેહેલા, ખાદી પેરોને વેહેલા. મારા ભાઇયો.
રવાના જ્યારે થાસો ત્યારે પોક મુકીને રડશો. મારા ભાઇયો.
દારૂ ન પીઓ નહી તો મોતે મરશો. મારા ભાઇયો.
શરમને તો છોડી મહાશભાના મેંબર બનો મારા ભાઇયો.
રેવાનુતો રેશે નકામુ ફજેત થવાસે મારા ભાઇયો.
વાત મારી માનો તો ખાદીને સ્વીકારો મારા ભાઇયો.
શિયાળ કદી ન થાવુ સીહ બનીને ફરવું મારા ભાઇયો.
અમારે વાત ખરી કેવી થોડામાં સમજી લેવી મારા ભાઇયો.
મરી કદી જાવું તો પણવિદેશી ન લેવુ મારા ભાઇયો.
દારૂ ને નહી અડવુ સ્વદેશી વ્રત લેવુ મારા ભાઇયો.
વાહવા નકામો નકરશો મહાશભાનામેંબર થાશો. મારા ભાઇયો.
દરીયા માં દારૂ નાખો પીઇતો બંધ કરજો મારા ભાઇયો.

# ગીત ૩ જું.

## રણનાં રણશીંગાં વાગીયાં

(૧) હાક પડી વીર નર જાગજોરે, બની બહાદુર આવાર
ધરી શસ્ત્ર અસહકાર, રણનાં રણસીગાં વાગીઆં.
(૨) સાબરમતીથી સૈન્ય નીસર્યુંરે, બન્યા ગાંધી સરદાર (૨)
રેંટીયા ઠામઠામ થાપીઆ, કાઢે સુર અસહકાર (૨) રણનાં—
(૩) ચક્રસુદર્શન ફરી વળ્યુંરે, ભલી ભારત મોઝાર (૨)
દસે દિશા લાગી ડોલવા, કહે કરો અસહકાર (૨) રણનાં—
(૪) શૌકત મોહમદ બે બંધવારે, ખરા મુસ્લીમ સરદાર (૨)
ગાંધીજીના બન્યા ગોઠીઆ, ધર્યું શસ્ત્ર અસહકાર. (૨) રણનાં—
(૫) ઉત્તરથી લાલા પધારીઆરે કરી ફીચલુ નોસંગ. (૨)
નહેરૂએ અલાહાબાદ ડોલાવીયું, કરી વકીલાત બંધ (૨) રણનાં—
(૨) બંગમાં દેશબંધુ જાગીયારે, કરી વૈભવનોત્યાગ (૨)
ગાંધીજીને કહેણુ મોકલ્યું, છઉં દેશનો હું દાસ (૨) રણનાં—
(૭) મદ્રાસમાં યાકુબ ઘુમતારે, જેને રાઘવની સહાય. (૨)
જેલમાં જઇ પાવન થયા, નહિ માગ્યો જેને ન્યાય. (૨) રણનાં—
(૮) દખણમાં કેલકર દોડતારે, જેની વાગે વીર હાક, (૨)
તિલક જતાં જે ડગ્યા નહિ, નહિ સરકારની ધાક. (૨) રણનાં—
(૯) દિલ્હીના મસહુર હકીમજીરે, કર્યો નુસખો તૈયાર. (૨)
ગોળી બનાવી આપી દેશને, જેનું નામ અસહકાર. (૨) રણનાં—
(૧૦) દેવી સરોજની મોખરેરે, જેનો કોયલનો કંઠ. (૨)
ભારતની નારીઓ જગાડતાં, જેણે રાખ્યોછે રંગ. (૨) રણનાં—
(૧૧) મોહમયી જે મોહમાંરે, કીધો નીદ્રાનો ત્યાગ. (૨)
એકે અવાજે આગળ થઇ, રાખી ભાતની લાજ. (૨) રણનાં—

(૧૨) ભાઇ ભરૂચા રંગ રાખીયોરે, કરી ફેશનનો ત્યાગ. (૨)
પારસી પંચને જઈ મળ્યા, લીધો ગાંધીજીનો સાથ (૨) રણનાં—
(૧૩) રામ લક્ષ્મણની જોડલીરે, ખરા પંચના પટેલ. (૨)
ઘુમી રહ્યા છે ગુજરાતમાં, કરી મુકી રેલ છેલ. (૨) રણનાં—
(૧૪) વામન હોલાવે પંચમહાલનેરે, જુઓ શાણી સરકાર. (૨)
વેઠને લાત મારી હેઠથી, કર્યો પુર્ણ અસહકાર. (૨) રણનાં—
(૧૫) ખેડામાં ખેલતા અબાસજીરે, બની બહાદુર જવાન. (૨)
ગિડવાની આવ્યા ગુજરાતમાં, દેતા રાષ્ટ્ર તણું જ્ઞાન. (૨)રણનાં—
(૧૬) કલ્યાણ, દયાળ બે જોડીઆરે, જેને એડરૂસની સાક્ષ (૨)
ભારતમાં સુરત આગળ કર્યું, હવે થાશે જયકાર. (૨)રણનાં—
(૧૭) વરધામાં જમનાજી જાગીઆરે, જેને વેપારીનો સંગ. (૨)
રેંટીઓ પ્રેમથી વધાવીઓ, વિદેશી માલ કર્યો બંધ (૨)રણનાં—
(૧૮) હક સાહેબ હકતો રહ્યારે, બન્યા સાચા ફકીર. (૨)
ગંગાના તટપર જઇ વસ્યા, ધન્ય આવા જે વીર. (૨) રણનાં—
(૧૯) આ બાલ વૃદ્ધ સૌ દેશનારે, ખેલે રેંટીઆના ખેલ. (૨)
સુતરના તાંતણા તાણનાં, સૌ હોંસે જાય જેલ. (૨) રણનાં—
(૨૦) મારો નહિ મરતાં શીખોરે, આવો ગાંધીજીનો મંત્ર. (૨)
મંદીર ગણો તમો જેલને, તમો થાશો સ્વતંત્ર. (૨) રણનાં—
(૨૧) આલિમના મોટા ઉલ્મારે, કર્યો સાથે ઈકરાર (૨)
તરકે મુવાલાતતો કરો, સૌ મુસલીમ નરનાર (૨) રણનાં—
(૨૨) આફત ખીલાફત આવી પડીરે, જુઓ પંજાબના માર. (૨)
જલિયાં બાગે જઇ ઉભા રહો, સુણો ધ્વનિ અસહકાર. (૨)રણનાં—
(૨૩) આલમ અદાર આવી મળીરે, પડો રણમાં બહાદુર. (૨)
રેંટીઆ ચક્ર લઇ હાથમાં, ગોળા ફેંકો દુર દુર (૨) રણનાં—

(૨૪) શાન્ત સચાઇ સૌયે રેંટીએરે, સુખ સાચુ તમામ. (૨)
દેશનો પ્રાણુ વાયુ રેંટીઓ, કહે ગાંધી ગુણવાન. (૨) રણનાં–
(૨૫) દેશના બંધુ જાગજોરે, તજી આળસ તમામ. (૨)
આવો અવસર નહિ આવશે, રાખો ભારતનું નામ. (૨) રણનાં–

## ગીત ૪ થું.

એકવાર આવો રે ગાંધીજી ગુણીયલ ગરવા
હિંદના દુઃખડા હરવા—એકવાર
ચરખો ચાલ્યો ચોમેર ચોંપે ( ૨ )
સ્વદેશી ભંડાર ભરવા—એકવાર
ઉપન્યો નહિ કો આપ સરીખો ( ૨ )
સંસાર સુખીઓ કરવા—એકવાર
સ્વરાજ લઇશું સુખીઆ થઇશું ( ૨ )
નીજ તુંમડીએ તરવા—એકવાર
મોહનજી મનગમતા મ્હાલો ( ૨ )
પછી બીજી શી પરવા...એકવાર
ચતુર જન તે સર્વે ચેત્યા ( ૨ )
દુર્જન લાગ્યા ડરવા—એકવાર

## ગાયન ૫ મું.

નહી રખની, નહી રખની,
નહી રખની સરકાર, જાલીમ નહી રખની,
મુસલમાનકા મક્કા ખોયા (૨)
શિખોકા દરબાર—જાલીમ
જલીયાં વાલા બાગમેં બીતર

નિશઃઅપર ગોળી ચલાકર
મારે કઈક હજાર.—જાલીમ.
મહમદ અલીકા પિંજર પાયા,
લાલાજીકા પિંજર પાયા,
અયસી હય બદકાર.—જાલીમ.
( નવજીવન ઉપરથી )

## ગીત ૬ ઠું.

બાળી નાંખોરે બાળી નાંખો, તમે વિદેશી કપડાં બાળી નાંખો. (૨)
જેણે હાડ માંસની ખેળ ચડે, હિન્દુ મુસલમીન કેમ અડે;
હવે દેશનું ગૌરવ કંઈ રાખો, તમે વિદેશી કપડાં બાળી નાંખો.
હજારો ગાયો કપાએ છે, તેનું ઘીસ વિદેશી ખાએ છે;
અભીમાન હવે કંઈ દેશ ધરો. તમે વિદેશી૰
કરોડો રૂપિયા જાએ છે, વિદેશી મોજે મારે છે;
બની દેશી પરાધીનતા તોડો. તમે વિદેશી૰
દેશ તમારો દુઃખી છે, આર્ય મહિલાઓ ભુખી છે;
હવે સ્વતંત્રતાને કંઇ સીખો. તમે વિદેશી૰
વિદેશી કાપડ બાળે જે, પાપ તેનું ધોવાએ છે;
તેથી સ્વરાજ્ય નજીક આવે છે. તમે વિદેશી૰

## ગીત ૭ મું.

( સ્વતંત્રતાનું નિશાન હાથે વંદેમાતરમ્ મુખમાં આન—એ દેશી. )
ભારતની હાલત નીરખીને, ઉઠે પ્રશ્નો ઉરમાં આજ,
પરાધીન આ માતની મુક્તિ, કરવાનો શું ઇલાજ. ૧
આત્મ-દેવ વિરાજે ઉરમાં, પુછો મન રાખી સમ તોલ

# તમે ગજલો વાંચી કંટાળી ગયા હશો.

તો આ ઠેકાણે રોકાઇ જાવ.
કારણ કે આ તમારા ફાયદાની વાત છે
તમે ઘણી નોવેલો વાંચી ગયા હશો.
પણ આ નવ યુવકની નવી નોવેલ જરૂરા જરૂર વાંચો.
દોઢસો પાનાની લગભગ નોવેલ થશે.
તમારા બાળ બચ્ચાને તેમજ મિત્ર મંડળને
ખુશી કરવા ખરીદો.

—⁂—

☞ કુમુદ

અને

રત્ન

નિર્ભયતાથી ઉત્તર માગો, કયમ ચાલી આ પોલંપોલ, ૨
રક્ષક જ્યારે ભક્ષક થાયે, વાડો વેલા ખાવા ધાય
માબાપો સંતાપે સુતને, ત્યારે તેનો શો ઉપાય ? ૩
ખિલાફતને અભય દેનારા, વચન વદીને વિસનાર
બેવચની સરકારની સાથે, શી રીતે સહકાર થનાર. ૪
જુલ્મ સહ્યાં પ્રજાએ તાજો, સ્મરતાં લોહી ઉકળતું જાય,
નિર્દોષોના પ્રાણુ લેનારા, મસ્ત બની ફરતા દેખાય. ૫
ડાયર ને ઓડવાયર જેવા જુલ્મીના અધિકારની માંય
સાચા હિન્દીઓ નવ રહેશે, નીતિમાન્ય મળે નવ જ્યાંય ૬
ભૂખ્યે મરતો કે ટળવળતો, સિંહ કદિ નવ તૃણુને ખાય
સિંહસમા ભારત સંતાનો, જુલ્મીનો સહકાર ન થાય ૭
સંતાપો સૈકાથી રહેતાં, આવ્યું આજે અંતર ભાન,
અન્યાયીના અનુગ્રહમાં, સ્વર્ગીય સુખ પણુ નર્ક સમાન. ૮
માન ચાંદ એ મોહજાળ છે, શિકાર કરવાના સાધન;
ભલા ભલા નરપણુ ભોળાયા, દીસે ઉઘડતાં હવે નયન ૯
સ્વાર્થાંધોથી દેશ ડુબે છે, માતૃદ્રોહીઓ એજ [illegible]ાય
મનમાં એક; વચનમાં બીજું ત્રીજુ વર્તનમાંજ જણુાય ૧૦
જુલમીની છાયામાં રહીને સુખ સમજેછે મનમાં જેહ;
સહાયક ગણુજો જુલ્મ ગારના, માતૃભૂમિના દુશ્મન તેહ ૧૧
હ્રદય ધવાર્યાં મન દુભાયા, તદપિ સાચું નવ કહેવાય;
અસહકાર સમ અમોઘ સાધને કેમ કોઇ ને ના સમજાય ૧૨
કેદીથી શું મુક્તિ મળશે, મુક્ત મુક્તિ મળનાર.
અંધ ન દેખે સન્માર્ગને, નેત્રવાનથી ભય ટળનાર, ૧૩
હિન્દુ મુસલમીન એક બનો, એ ભારત માત તણો પુકાર

૧૦૨૨૯



આત્મભોગની તાલીમ લેતા, થાશે હિન્દ તણો જયકાર ૧૪
ગાંધીજી શિરછત્ર ગણીને, અસહકારમાં રાખો પ્રેમ
તન-મન-ધન કુરબાની કરવા, લેજો મનમાં આજે નેમ ૧૫



## મહાત્માજીનો પોકાર.

### ગીત ૮ મું.

( રાગ. જાગો જનુની જાયારે )

સાબરમતિનો સાધુરે, પોકારી શું કહે
ભારતનો ભિખારીરે, પોકારી શું કહે ૧
પ્રેમે પહેરોને ખાદી, થાય દેશ તણી આબાદી
નહી તો થશે બરબાદીરે, પોકારી શું કહે. ૨
ફેશનનો ચાળો ત્યાગો, સૌ ખાદી હવે તો માગો
એ હિન્દ તનુજો જાગોરે, પોકારી શું કહે ૩
હિન્દુ મુસલમીન પ્યારા. શા હાલ જુઓને તમારા
થાય ધર્મ પરે ધસારારે, પોકારી શું કહે ૪
બ્હેન ખાદીથી શું ડરતા ભાર ગર્ભ તણો તમ ધરતા
લેડી ફેશન લઇ ફરતારે, પોકારી શું કહે ૫
હિંદની ઇજ્જત રાખો, શું દુઃખ તમે તો શાંખો
દુર વિદેશી કાપડ નાંખોરે, પોકારી શું કહે ૬.
ધરી આત્મ બળથી લડસો, ખાદીથી આગળ ચડશો
નહીતો હેઠારે પડશોરે, પોકારી શું કહે ૭
સંયમ શાન્તિ સા પાળી, બનો પ્રેમ તણા હથીઆરી

નહીતો થશે ખુવારીરે, પોકારી શું કહે ૮
સાહેબ મડમ નવ બનશો, ભારતના મંત્રો ભણશો
વાવે તેવું તો લણુસોરે, પોકારી શું કહે ૯
હવે હદ વળી છે ઝાઝી, પ્રતિપક્ષ થશે સૌ રાજી
જોત સ્પર્ધા વળી પત રાજીરે, પોકારી શું કહે ૧૦
ગુણ ગાંધિજીના ગાવો, સઉ શુદ્ધ બનીને આવો
મનુ કે હિન્દ વિજય ફરકાવો, પોકારી શું કહે ૧૧



## ન્યાય વિના અંધારૂ.

### ગીત ૯ મું.

( રાગ. આંખ વિના અંધારૂ રે, )

ન્યાય વિના અંધારૂ રે, બ્રીટીશ આજે
મોડરેટ મન લાગે પ્યારૂ, અસત્ય વચન લાગે અકારૂ
જેમ મીઠુ લાગે ખારૂ ખારૂ રે. બ્રિટીશ આજે
સુધારાની સીડી બાંધી, ગાજી ઉઠયા વિરલ ગાંધી,
હૃદય બને છે ખારૂ ખારૂ રે, બ્રિટીશ આજે
વદવું મીઠું સાકર જેવું કોણે લેવું ને છે દેવું
એવું સદા દીલ ભાળુ રે, બ્રિટીશ આજે
પંજાબમાં કેર ખુબજ કીધો. જાણે અમ્મર પ્યાલો પીધો
એવું લાગે છે સારૂરે, બ્રિટીશ આજે
ખિલાફતમાં હાથ ઘાલી, રહ્યા તમે હિન્દ ડોલાવી
કરતા તમારૂં ધાર્યું રે, બ્રિટીસ આજે

ડાહ્યા થઇને ડાહ્યું બોલો, શુદ્ધ હૃદય આપ જ ખોલો
આ ગુણ તમ સંભાળુ રે, બ્રિટીશ આજે,
વિદુશી વિકટોરીઆ માતા, તેના વારસ તમે જ થાતા
જ્યાં ત્યાં હું ફેર નિહાળુ રે, બ્રિટીશ આજે.
ખાઇ ખાઇને ખાલી કરતા, જુલમ કરતાં નથી જ ડરતા
છતાં હિસાબે દેવાળુ રે, બ્રિટીશ આજે.
સત્ય વદે તો ગુંદીજ નાખો, વળી કંઇક ને દબાવી રાખો
સો મણ તેલે અંધારૂં રે, બ્રિટીશ આજે
તુર્કી તણા વચન દીધેલા, દીઠા આજે તે તૂટેલા
હવે તમથી હુતો હારૂ રે, બ્રિટીશ આજે
દાદને ફરીયાદ કયા જઇ કરીએ ન્યાય માટે કયાં કદમ ભરીએ
મનુ કે ન્યાય તણું દેવાળું રે, બ્રિટીશ આજે



## ગઝલ ૧૦ મી.

અમે સૌ દેશને કાજે વસીશું જેલખાનામાં,
અને સ્વાતંત્ર્ય દેવીથી મળીશું જેલખાનામાં;
થયાં વર્ષો, રહ્યા પરદેશીઓનાં સખ્ત પંજામાં,
લડત સ્વાતંત્ર્યની જઇને લડીશું જેલખાનામાં;
બનીને દેશના દ્રોહી, ગુમાવ્યું નૂર માતાનું.
અધમ મહાપાપની તોબા કરીશું જેલખાનામાં;
કર્યો ઉપકાર ગાંધીએ, બતાવ્યો માર્ગ મુક્તિનો.
[illegible]

# જાહેર ચેતવણી

## સાધુના વેશમાં સેતાન.

અમારે ત્યાં કામ કરનાર જંબુસર વાળો નગીનલાલ મનસુખરામ જાતે ભાવસાર તે અમારા ત્યાં કામ કરતો હતો તે સંવત ૧૯૭૮ ના આસોવદી ૧ ના દીવસે સુરત ગયેલ ત્યાંથી રૂ. ૨૧ નો માલ લઈને નાસી ગયેલ છે. તેની ઉમર, ૧૭ થી ૧૮ વરસની છે તો તેનાથી ચેતતા રહેવું સારૂ છે.

બુકસેલર કેશવલાલ ગોકળદાસ શાહ.

ઠે. કતોપોર બજાર—ભરૂચ.

---

# જોઇએ છીએ.

રેલવેમાં તેમજ શહેરોમાં ગામડામાં સભાઓમાં આઇને વેચી શકે તેવા હુશીયાર અને ચાલાક ફેરીયાઓ પગાર લાયકાત પ્રમાણે:—

લખો.

ગુજરાત સાહીત્ય મંદિર.

કતોપોર બજાર—ભરૂચ,



અરે સંતાન ભારતનાં ! ન લજવો દૂખ માતાની.
હવે તો જાપ એ જપજો, વસીશું જેલખાનામાં;
સિતમનો સ્વાદ ચાખીશું પહેરશું હાથમાં બેડી,
ચલાવી રેંટીયો, ખાદી વણીશું જેલખાનામાં;
ઉભીશુ તોપની રહામે, ચઢીશું ફાંસીએ સુખથી.
અહિંસાવ્રતને નવ તજશું વસીશું જેલખાનામાં;
ધર્યો અવતાર શ્રીકૃષ્ણ, વસ્યાં જ્યાં જેલખાનામાં;
તજી કુસંપ, મટાડી ભેદ જગથી ઉંચનીચાંનો,
સહુ સાથે જ આનંદે રહીશું જેલખાનામાં;
કરી કુરબાન તન,મન,ધન અને વિદ્યા વળી સાથે,
ગીતાનાં પાઠ ને કુરઆં ભણીશું જેલખાનામાં;
અબુલકલામ કીચલુ, દાસ, નેહરૂ, લજપતરાય,
અને શોકત, મહમ્મદથી મળીશું જેલખાનામાં;
વિનયથી કાયદા તોડી, થશું સરકારના મહેમાન,
ગણી શાહી મહેલ એને રહીશું જેલખાનામાં;
સિતમ પંજાબમાં વર્ત્યો, ખિલાફતનાં વચન તૂટયાં.
અચિત સ્વરાજ હવે તો મેળવીશું જેલખાનામાં,
ઉપાડો ગાંધી બાપુ ! ઝટ હવે સ્વરાજ્યનો ઝુંડો.
તમન્ના છે તમારી સાથે જઈશું જેલખાનામાં;
સમય છે કર્મયુગનો બદ્ર, વળે નવલેશ બકવાથી,
કસમ લો સઉ મળી એવા, વસીશું જેલખાનામાં;

# ઇનામ રૂા. ૧૦૧.

## શિવદત સારસાપરેલા વાપરો.

કારણ કે કસ્તુરી, અંબર તેમજ જાત જાતની વનસ્પતીમાંથી બનતો અમારો સારસાપરેલા વાપરો કે જે ૨૫૦ રોગોપર અકસીર થઈ ચુકયો છે અને તમારા શરીરમાં ઘર કરી બેઠેલા રોગોને નસાડી મુકેછે. જેવા કે, આળસ અજીર્ણ માથાનો દુખાવો કમરનો દુખાવો વીગેરેને મટાડે છે. જો તમે તમારૂં પુરૂષત્વ ગમે તેવા કારણથી, ગુમાવ્યું હોય તો, જો તમે તમારા ચેરાનું નુર ગમે તેવી કુટેવોથી ખોયું હોય તો, તમારી ફરજ છે કે આજ ને આજ શિવદત્ત સારસાપરેલા વાપરો.

કીમત ફક્ત દોઢ રૂપીઓ પોસ્ટેજ જુદુ.



## શિવાંજન.

આંખના ગમે તેવા દરદો જેવા કે મોતીઓ, ફુલુ, અમરવા, તથા ખીલને જડમુળથી નાબુદ કરે છે. આંખને ઠંડક આપે છે. આંધળાને પણ સાજા કરવાની આ અંજન તાકાત રાખે છે.

ડબી એકની કીમત રૂા. ૧) પડીકાની કીમત બાર આના. પોસ્ટેજ જુદું.

**લખો—મેનેજીંગ પ્રોપ્રાયટર કે. બી. પરીખ.**

**શિવદત્ત સંગ્રહણાલય.**

**ઓફીસ—રાંદેર—( સુરત. )**